**અર્થ—જેમનું કાર્ય સિદ્ધ થયું હોય એવા ગુણોનો લય થવો, તે કૈવલ્ય કહેવાય છે; અથવા પોતાના શુદ્ધ સ્વરૂપમાં પ્રતિષ્ઠારૂપ પુરૂષનું થઇ જવું, તે કૈવલ્ય કહેવાય છે.** [૩૪]

34. The inverse resolution of the Gunas void of the motive, for the Purusha, is Kaivalya; or it is the establishment of the power of knowledge, in its own nature.

૩૪ વિવેચન—

પુરૂષાર્થ—ભોગ અને અપવર્ગ–તે બેઉ જેમના સિદ્ધ થયા હોય, તે 'પુરૂષાર્થશૂન્યા' ગણાય છે.

અજ્ઞાનની નિવૃત્તિ અને જ્ઞાનનો ઉદય એકજ સમયે થાય છે; છતાં **भूयश्चांते विश्वमायानिवृत्तिः ।** [ પછી અંતે વિશ્વની માયાની નિવૃત્તિ થાય છે. ], તથા **तरति शोकं आत्मवित् ।** [ આત્માને જાણનાર પુરૂષ શોકને તરી જાય છે ] ઇત્યાદિ શ્રુતિઓમાં જ્ઞાનના પછી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, એવી માન્યતા છે. તેમ અહીં પણ ગુણોનો લય અને સ્વરૂપ પ્રતિષ્ઠા આ બન્ને સમકાલીન છે. ગમે એમ માનીએ, પણ જીવની આ અંતીમ દશા. આને માટે માનવ જીવનની માગણી અને આ સફળ થાય, તો માનવ જીવન સફળ થાય.

**इति श्रीपातंजले सांख्यप्रवचने योगशास्त्रे कैवल्यपादः समाप्तः ॥**

ઇતિશ્રીપાતંજલ યોગદર્શન સમાપ્ત.

શ્રીહરિકૃપા—માલદાર-ધનવાન્ કરોડાના વેપાર કરે, તે તો સંભવીત છે; પણ નિર્ધન કરોડોના સોદા કરે, અને ફાવે, તે શ્રીહરિની કૃપા. મારે તો એમ કહેવુંજ જોઇએ કે–નિર્ધનને ઘેર રાજા કયાંથી? અને હોય તો શ્રીહરિની કૃપા. તેમ કયાં હું? અને કયાં આ પાતંજલયોગ? જે કાંઇ છે, તે શ્રીહરિની કૃપારૂપ છે. કાંઇ ભૂલચૂક જણાય, તો ઉદાર દિલથી દરગુજર કરશોજી. લખવા જેવું હોય, તો રાગદ્વેષની ક્ષુદ્રતા તજીને, સુખેથી લખશોજી; જેથી બીજી આવૃત્તિમાં યોગ્ય ફેરફાર થઈ શકે. જ્યાં જ્યાં આ ગ્રન્થ વાંચો, ત્યાં આસપાસ બેઠેલાં સૌને અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેશોજી.

| | |
|---|---|
| **અમદાવાદ** મોક્ષમંદિર,<br>૧૯૮૫ શ્રીશંકરજયંતિ. | લી. રામશંકર મોનજી ભટ્ટ. |

---

ૐ

# શ્રીપાતંજલ યોગદર્શનનાં સૂત્રોનો વર્ણાનુક્રમ.

[ નોટ:—સાધનપાદને પ્રથમપાદ લીધો છે તેથી સમાધિપાદ બીજો છે. ]

## યોગનાં પ્રકરણોની નોંધ.

| | | | |
|---|---|---|---|
| સાધનપાદ ... ... ... ... | પ્રથમ પ્રકરણ | કીંમત | ૦—૮—૦ |
| સમાધિપાદ ... ... ... ... | બીજું પ્રકરણ | ,, | ૦—૧૨—૦ |
| વિભૂતિપાદ ... ... ... ... | ત્રીજું પ્રકરણ | ,, | ૦—૮—૦ |
| કૈવલ્યપાદ ... ... ... ... | ચોથું પ્રકરણ | ,, | ૦—૪—૦ |

દરેક પ્રકરણનો પોસ્ટેજનો દોઢ આનો જુદો.



અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.